શ્રી વિજય ગૌતમ નાટક સમાજ.

# જેસલ-તોરલ.

ટકનાં ગાયનો તથા ટુંક સાર.

છપાવી પ્રસિધ્ધ કરનાર,

વિઠ્ઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા,

માલેક-શ્રી વિજય ગૌતમ નાટક સમાજ.

ઠે. મુ. ગ્રાન્ટરોડ. બોમ્બે થીએટર-મુંબઈ.

આ ઓપેરા મુંબઈ મધે ડુંગરી મારકીટની સામે આવેલા
શ્રી "મુસ્લીમ" પ્રીન્ટીંગ પ્રેસના માલેક અને મેનેજર
મીરજા ગુલામહુસેન મહમદભાઈ શરીફભાઈ
અમદાવાદવાળાએ છાપ્યો.

આવૃત્તી ૫ મી,] [પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

કીમ્મત ચાર આના.

# રાજા મહારાજાઓ,

નવાબ સાહેબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમબરો, સેશન્સ જજો, કરનલો, મેજરો, કેપટનો, નામદાર લેટ વોઇસરાયના લેટ ઓનરરી એ. ડી. સી. પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલ સરજયનો, એમ. ડી.ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને અહલકારોમાં બાદશાહીયાકુતી નામની જગ જાહેર દવા બહુ વપરાય છે એજ તેના ઉપયોગીતાની નીશાની છે—ગવરનમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનાલાઇઝ થએલ છે.

# બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે, પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ બાધા મટાડે છે અને વીર્ય ઘટ બનાવી ખરૂ પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે, આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

# બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે, ખરૂ પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે, આંઉસ એકની ડબીના રૂપીઆ આઠ.

**ડાકટર કાલીદાસ મોતીરામ, રાજકોટ—કાઠીઆવાડ.**

શ્રી પરમભક્ત.

# જેસલ-તોરલ નાટકની

## પ્રવેશવાર ટુંક હકીકત.

### પ્રારંભમાં મંગળાચરણ.

**પ્રવેશ ૧**—શ્રી કચ્છમાં ભુજનગરના ભુજીયા ડુંગર પાસે બહાદુર જાડેજા જેસલભા પોતાના સાથીઓ સાથે ત્યાંથી જતા આવતા મુસાફરોને તથા ઘણી જાનોને લુંટે છે. તે લુંટમાં અંજારના વાણીયા સધીરના દીકરાની વહેલ વહુ વીજળીને તથા પોતાની ભાભી શશીલેખાની બ્હેન સુખાનસાની દીકરી હાની વગેરેને બંધનમાં રાખે છે. ચોરીને શીર જોરી વહેલ વીજળી તથા જેસલભાનું પ્રેમબંધન.

પ્ર૦ ૨—ખંભરામાંજેસલભાનાં ભાભીપાસે મોઢેરાના રાજા રાવળ માલદેના દીવાના કુમાર પુરંજયની ગમ્મત. હાનીના હરણની હારી મ રત ખબર મળતા શશીલેખા પોતાના સ્વામી મહારાજા સંગ્રામસિંહ પાસે દીયર જેસલભાને દેશપાર કરવાનો હઠ કરીને જેસલભાને ઘેર જવું.

પ્ર૦ ૩—રાણી અમૃતનો બોધ, જેસલભાનો ક્રોધ, વહેલી વીજળીનુ માન, હાની કુંવરી તરફથી દીવાના પુરંજયનો તથા મારી શશીલેખાનો તીરસ્કાર, શ્રી આધીન મોટા ભાઈ સંગ્રામસિંહનો હુકમ માન્ય કરી નાનાભાઈ જેસલભાનુ રાણી અમૃત વીજળી તથા હાની સાથે ખંભરા છોડી પોતાના અંજારના રહેઠાણમાં રહેવા ચાલ્યા જવું.

પ્ર૦ ૪—બંધનમાં પડેલી સ્ત્રીઓ સાથે પાણી ભરવા આવેલ વંઠેલ વીજળી તથા નીમકહરામી ગલકટનો પ્રેમ, જેસલભાનો વહેમ, ગલકટનો નાશ વીજળી નીકાસ

પ્ર૦ ૫—મુંડામાંથી બ્રાહ્મણ બનેલાનો પ્રપંચ, મોઢેરાના ભોળા પટેલો.

પ્ર૦ ૬—સતી તોરલની ઉત્પત્તિ યશવંતરાય તથા રાણી સુશીલાને થતો આનંદ, તોરલદેના ગુરૂ ચંદનદાસ મહાત્માનો ચમત્કાર.

પ્ર૦ ૭—મોઢેરામાં રાણી રૂપાદે પાસે દીવાના કુમારની દીલગીરી ભરી ગમ્મત, ચમત્કારી સતી તોરલના દર્શન અર્થે રાજા રાણી તથા કુમાર પુરંજયનું પ્રયાણ,

પ્ર૦ ૮—સોનગઢનો કાઠી કુમાર સાંસતીયાજી સંસારથી વીરક્ત રહેલા છતાં સતી તોરલની સમસ્યા સમજી પીતાજી સુઘડસેન તથા સસરાજી યશવન્તરાય પ્રત્યે સબંધની કબુલાત આપે છે.

પ્ર૦ ૯—શ્રી દેવી મંદીરે સતી તોરલ તથા સદગુણી સાંસતીયાજીના વીવાહની ખુશાલી, રાવળ માલદે તથા રાણી રૂપાદેનો સત્કાર, સતી તોરલના પ્રતાપે દીવાના પુરંજયનુ ડાહ્યા થવું તથા શ્રી દેવીની સ્વયંજ્યોતીનુ પ્રગટ થવું, આનંદોત્સવ.

પ્ર૦ ૧૦—પ્રપંચથી બ્રાહ્મણ બનેલા મુંડા મોચણના સંસારનો ચીતાર, અંજારના લુટાયેલા (દરજી મીઠા) પ્રેમાનંદ પંચોળી સાથે વરણુશંકર છોકરી પ્રેમકુંવરના સબંધનો નીશ્ચય.

પ્ર૦ ૧૧—વાગડમાં વખણાતી લાકડીયાની લાકુ ડોશીને લુંટવા આવેલ લુંટારા, જેસલભાનો ત્રાસ, સતી તોરલના તથા તેની નામેરી દેવાંગી ઘોડીનાં વખાણ સાંભળી તે બંનેનું હરણ કરી લાવવા જેસલ જાડેજાની પ્રતિજ્ઞા, લાકુ ડોશીનો ચમત્કાર.

૨૦ની.

# અંક બીજો.

પ્ર૦ ૧—સોનગઢ પાસેના જંગલમાં નિદ્રાવશ થયેલા રાવળ મ.નદે તથા તેના કુમાર પુરંજય પ્રત્યે જગતના ચોર જેસલભાનો જુલમ સતી તોરલના નામનો પ્રતાપ, જેસલજાડેજાની હાર, રાણી રૂપાદેની જીત.

પ્ર૦ ૨—(અંજારનો મોઢો દરજી) પ્રેમાનંદ પંચાળીને ત્યાં વજેશંકર તથા વેણીશંકર કાકા ભત્રીજાની લાડુ માટે થતી ફજેતી. મુંડા મોચણની છોકરી પ્રેમકુંવરને વજેશંકર બ્રાહ્મણ તરફથી મળતો ટુચકા મંત્ર.

પ્ર૦ ૩—શ્રી દેવી મંદીરમાં લુટારા જેસલની દઢતા, લુચાઇ, સાંસતીયાજી સજ્જનતાની ભલાઇ, સતી તોરલની દાનાઈ, માગણી કબુલ દેસાંગી ઘોડી તથા સતી તોરલ સાથે જેસલનું કચ્છ પ્રયાણ.

પ્ર૦ ૪—કચ્છ જતાં હાલારમાં આવેલ પડધરીથી ધ્રોળનાં રસ્તામાં જેસલ જાડેજા પ્રત્યે સતી તોરલની જ્ઞાન ગોષ્ઠી, શૃંગાર ખંડન, મંડન બળદોની ચોરી પડધરીના પટેલનો ક્રોધ, ચોરીની શોધ.

પ્ર૦ ૫—ધ્રોળની ભાગોળેથી ગયેલા ધણ લઇજવા તથા બળદો લઇજવા વીશે સતી તોરલનો ચમત્કાર, રાજા પ્રમુખ વગેરે સર્વની ખુશાલી. જોડીયા બંદર થઇ તુણા બંદર સતી તથા લુંટારાનું જવું.

પ્ર૦ ૬—ટુચકા મંત્ર અજમાવતાં પ્રેમાનંદનું પોગળ પ્રગટ થવું, (દરજી-પણું જાહેર થવું.) પ્રેમકુંવરનો પસ્તાવો.

પ્ર૦ ૭—તુણા બંદર નજીક દરીયામાં લાગેલું ભયંકર તોફાન, બહાદુર લુટારાનો ગભરાટ, સતીની ધીરજ, પાપનો પ્રકાશ, સતી તોરલના પ્રતાપે વ્હાણ લુટારો તથા મુસાફરો વીગેરે સર્વેનો તોફાનથી થતો ઉદ્ધાર.

# અંક ૩ જો.

---

પ્ર૦ ૧—ભીકરાશંકર (મુંડો) વીજળી ( મોચણ ) ની પરસ્પર ઓળખાણ પ્રેમકુંવરને થતો પસ્તાવો તથા આનંદ.

પ્ર૦ ૨—અંજારના ઝુંડમાં પીંજરામાં પુરાએલા કુમાર પુરંજયનો છુટકારો. દીવાની સ્થિતિમાં તિરસ્કાર આપેલાનો જ્ઞાની દશામાં જ્ઞાની કુંવરી તરફથી સત્કાર પ્રેમબંધન, નિમકહરામી નોકરોનો આપસમાં નાશ. સતી તોરલના પ્રતાપે રાવળ માલદેના વૈરની શાંતિ. જેસલ જાડેજાનો પશ્ચાતાપ, જ્ઞાની પુરંજયના વિવાહ.

પ્ર૦ ૩—મોઢેરાના લોભા પટેલો, મા મોચણ અને બાપ મુંડો તેનાથી દરજી શું જુદો તેની તકરાર, રાવળ માલદેની હજુર ન્યાય, પાપીઓને લાયક શિક્ષા.

પ્ર૦ ૪—અંજારના ઝુંડમાં બંધનમાં પડેલાઓનો સતી તોરલની આજ્ઞાથી છુટકારો લુગડાં ધોવા બ્હાને પાપી લુટારાના પાપ ધોવાનો ઇલાજ.

પ્ર૦ ૫—રાણી રૂપાદેનો સંત સમાગમનો ઠરાવ, રાવળ માલદેના હુકમનો અનાદર, રાજાની રીસ.

પ્ર૦ ૬—સતી તોરલની યુક્તિથી વગર પાણીએ વગર ખડકે લુગડાં ધોવાયાનો ચમત્કાર, પાપી જેસલના પાપનો નાશ, રાણી રૂપાદેનું આમંત્રણ. બેના આમંત્રણમાં ત્રીજાને નહિ લઇ જવાની નીતિ. દેશ બાળકોને જેસલજ્ઞાની ચતુરરાણી અમૃતને સોંપી બન્નેનું મોઢેરા જવું.

પ્ર૦ ૭—સતી તોરલના પ્રતાપે રાણી રૂપાદેનો કેદમાંથી છુટકારો, પુરંજયનો વધ, રાજા રાવળ માલદેનો ક્રોધ, લડાઇની તઇયારી.

પ્ર૦ ૮—રાવણ માલદેનું લશકર સાથે આવવું, પુરંજયના મસ્તક બદલ થાળમાં પુષ્પનો ઢગલો, મૃત્યુ પામેલાનુ સતી પ્રતાપે સજીવન થવું. રાજબાળા દાની તથા રાજકુમાર પુરંજયને થનો આનંદ.

પ્ર૦ ૯—જીજ્ઞાસુ જનોની આજીજીથી ચમત્કારી સતી તોરલનુ સ્વયં-પ્રગટેલી સમાતમાંથી પ્રગટ થવું સતી સનમુખ જેસલનો સમાત લેવાનો નિશ્ચય સાંસતીયાજીનો સમાત લેવાનો નિશ્ચય, શ્રી દેવીનાં દર્શન, પીર જેસલ તથા સતી તોરલને મળતાં વરદાન સર્વેને થતો આનંદ, ભકિત વિજયના ધ્વની સાથે પ્રયોગનું સમાપ્ત થવું.



 ૮૯૮૨

# મુખ્ય પાત્રોના નામ.

જેસલ ... ...શ્રી કચ્છનો પ્રસિદ્ધ જાડેજો (લુંટારો)
સંગ્રામસિંહ ...જેસલનો મોટો ભાઇ
સાંસતીયાજી ...સોનગઢનો કાઠીકુમાર
સુઘડસેન ... ...તેનો પિતા
યશવંતરાય ...સતિ તોરલનો પિતા
રાવળ માલદે ...મોઢેરાનો રાજા (ગુજરાત)
પુરંજય ... ...તેનો પુત્ર
પૃથુભા ... ...ભોજનો દરબાર
ચતુરસેન ... ...સીંધનો સેનાપતિ
ચંદનદાસ ... ...તોરલનો ગુરૂ
ટોકરાશંકર ... ...એક મુડો
પ્રેમાનંદ પંચોળી ...અન્જારનો મોઠો દરજી

# સ્ત્રી વર્ગ.

તોરલ ... ... ...સોનગઢના ક્રડી સાંસતીયાજીનાં ધર્મ પત્નિ
( દેવાંગના અવતાર. )

સુશીલા... ... ...સતિ તોરલની માતા.

શશીલેખા ... ...સંગ્રામસિંહની રાણી.

રાણી રૂપાંદે ... ...રાવળ માલદેની રાણી.

કાનીબા... ... ...સિંધના ગરાશીયા દાનુરાવની પુત્રી પુરંજયની થનાર પત્નિ.

અમૃતબા ... ...જેસલબાની રાણી.

વીજળી... ... ...વહેલી મોચણ.

પ્રેમકુંવર... ... ...મુંગ મોચણની છોકરી.

શિવાય લુંટારા, દરબારી, વારંગનાઓ, દાસ દાસીઓ, સાધુ, બ્રાહ્મણો, પટેલો, દેવતાઓ વગેરે વગેરે.

શ્રી ગણેશાય નમઃ

પરમ ભક્ત

# જેસલ-તોરલ.

નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

મંગળાચરણ.

આળાઓ— ૧

વિધિ સુતા વિણા કરધર જય કરજે વાણી માતા
ગાયે જ્ઞાતા ગુણ બુધ ગાતા રીદ્ધિ સિદ્ધિ દાતા
શુભ વિધિ હરિહર ગુણ સાંભળતાં
પિતુ ભુવન તજી પ્રેમે ધાતાં
વેગે સેવક હૃદય વિચરતાં
પરમ પીયુષપી પ્રસન્ન થાતાં
એવાં દયાળુ દેવી, આપો બુદ્ધિ નવ વિધી
બાળુ દાસ યાચે, સૌ જનને સૂખ શાતા....વિધિ

જેસલભા-સરદારો— ૨

જય કરો વીરનરો લુંટી લુંટી લાખોને,
તનમાં મનમાં હામ ભારી રાખોને;
ફતેહ જગ ઠગની મિતિ તણા મગની,
ડગમગ રીતિ ન્યારી હાં—હાં—હાં
નહિ ડરતાં મન અરિ હણતાં,
રણમાં લડતાં કદિ શીર પડતાં;
... સારી શીખ, દીધી ઠીક,
હો શુરવીર રણધીર હાં—હાં—હાં—જય.

જેસલ-વીજળી— ૩

યશોદાના જાયાના જેવા લાગો છો છોગાળા,
રંગ માણું રહી સંગમાં રૂપાળા—
રાજા ઇંદ્રને તજ્યાં તેં લાગે રંભા માટે મારા,
વિશ્વમાંહી વિજળી નામે પ્રગટી દારા,—
ચોરી જો આવી કરી, ગોરી ગુલાબી મળી,
ગુલાબી મુખને કઠણ કુચ જોઇ;
ખીલેલ પુષ્પ ગણી, પરાગ લેવા માહી;
ભ્રમર ભટકતાં, ગુંજારવ કરતા;
હાંક પ્યારી હાક કોઇ છરી ખાઇ મરશે,
તેનું પાપ તુને નડશે-—

શશીલેખા, }
સંગ્રામસિંહ } ૪

દુર દેશ પાર ભરથાર, મુજ દીયરને તત્કાળ;
ઘર ઘિર નાર મનમાં લગાર જોઉં ન્યાય કરીને હાલ
જાલીમનો જે કરી ન્યાય રાખશો, નાથ નગર મોઝાર
કરૂં પ્રાણ ત્યાગ જરા શાંતી રાખ તુજ આધીન મુજને ધાર

અમૃતબા— ૫

જુઓ જગતમાં જુલમ બે ભાગ છે બળીઆના
ગરીબને મારી અમીરી સ્વીકારી મ્હાલે મસ્તાન;
પરહીત ઘ્રતપગ પડી મરે, પાપી માંખ સમાન;
પોતાનું ને પારકું, કરે એકજ હેવાન.
અવ: સ્વાર્થના અંધા બને, મદ પીને દીવાના
હરિ વિસારી હું પદે મારી હોઠ કમાન;
વીધિ દિનનું દીલ તે, છોડી જીભ વચબાણ
દુઃખીયાને મારી સુખીયા બની, સુખીયા કહેવાણા.

વીરલ સંગ્રામ. }
શશીલેખાં— } ૬

લ્યો રામ રામ છે ભાઈ, બહુ જાણી બે કદરાઈ;
નિજ ભામાથી ભરમાઇ, કરો દુર સહોદર ભાઈ.
સાગર નહિ મેલે માજા, બહુ નદીઓ પળતાં રાજા;
બોલે શું બોલો ઝાઝા, જાણું છું સર્વે જા જા;
લુંટી ઘણુંને લીધાં, દીયરજી દુઃખો દીધાં,
અમોને અકારાં કીધાં સીધાવો સીધે સીધાં.

વીજળી-અલકંટ— ૭

ભામીની પાણી ભરાવે ભલા ભલાને;
પાણી ભરાવે સલામો કરાવે.... .... ....ભલા
રંગીલી રૂપાળી જોબન ભરી નારી;
પુરૂષ વશ કરી નયનમા નચાવે.
તમારા જેવી.... .... .... .... ....ભલા.
બળીયો બાણાસુર સમો જે જગ નવ જીતાય.
નારી નયન સર લાગતાં તે અતિ આધીન થાય.

જેસલ-વીજળી— ૮

ચમકાવો ચીત ચટક મટક લટક ચાલતાં વ્હાલી.
ચતુર છો ચટકાળી
બીવરાવો બહુ ફક્કડ અક્કડ નજર બહાદુરી દેખાડી
નીરભય રહો પ્યારી
બહાદુરીની બીક છે બીજા માટે બુંદી તમો તો છો
શીર સાટે
વેદુ જાણી સાચાં ઓસડ વાટે ખરેખરો તે તો
ખુશીથી ખાટે
હું છું વઇદ ખરો, મારૂં દર્દ હરો;
પ્રીત પાન કરો, ઠીક ઠામ ઠરો. ચમકાવો

સુશીલા— ૯

નારાયણ તારી કળા ન કળાણી,
અકળ અતિ વેદ વદે વાણી;
એકના શીર ઉપર છત્ર ઢળે છે,
અને એક પ્રાણી ભરે પાણી—
પલમાં ચાહો તે કરો કદી મન હર્ષ ન શોક,
દેનારા પ્રભુ એક છો લેનારા બહુ લોક.
જ્યારે વસ્તુ દીયો ત્યારે લેનારો તે લેતા થાકે,
એવા દીન બંધુ મને એક આપો;
સુંદર સંતાન દીન જાણી— નારાયણ.

પુરંજય, કૃપાદ, સખીઓ— } ૧૦

નહિ બોલું (૨) બીજી વખત અની મુરખા ના ને હા
વારે વા કુમાર સાહેબ વાહવા.
ઘેલાઇ છેલાઈ છોડીને શરમાયા.
કહીએ અમે થશો તમે સતી પ્રતાપે ડાહ્યા,
પિતા પ્રસન્ન થાશે,
માતાજી ગુણ ગાશે;
સહુ સેવકો હરખાશે,
જગતપતિ કરે અતિ સુબુદ્ધિ શ્રેય થાવા—નહિ.

સાંસતીયાજી— ૧૧

કૃતિ વીભુની છે બલિહારી.
છે બલીહારી, શેષ જાય છે હારી. કૃતિ વીભુની
નગખગ વારી વૃક્ષ ભુમી તે ભારી,
રચ્યા જન હીતકારી,
શાંતિ પ્રસારી મગ મગ શાંતિ પ્રસારી,
દીધા અધમ ઉધારી. કૃતિ.
સદાનો સંગાથી શિવ ભજી લેને પાણી.
જીવ જવું ખાલી હાથે—
મોહ મદ મ.ી જન્મ તું લેને સુધારી,
જગ જાળ ગણીને અકારી. કૃતિ.

સખીઓ–ગરબો ૧૨

કુંવર દેવકીના કાન આજ મારા મેમાન,
સખી ઓધવને સાથ બળરામ ભગવાન;
સૈયર સાથે હું લાગી કરવાને સનમાન,
પ્રેમ શ્રદ્ધાથી વીધીથી મેં બનાવ્યા પકવાન.
પીરસવાને લાવી જયારે મોહની લગાડી ત્યારે,
ચોરી લીધું ચીત્ત બાઈ રૂપમાં રહી લોભાઈ;
અરરરરરરરરરરર હું તો હરખે ભુલી ભાન,

ગોપીને દીધી ગતી ગોવીંદ ગુણ નીધાન.
ભ.ણુ કહે ભાવે ભજો સૌ જન એ મ્હેમાન;
તરરરરરરરં ગુણુ તાનમાં ગુણી બનો ગુલતાન—કુંવર.

તોરણ— ૧૩

દેવી શ્રી દર્શન દયો દયાળી, દાસી તોરણ વીનવે;
જેવી તેવી પણ છું તમારી, દાસી તોરણ વીનવે.
આદ્ય શક્તિ હે ઇશ્વરી અચર સચર તર્મવાસ;
સગુણ રૂપ મન ભાવતું પુરો મમ અભિલાષ—દયાળી

યશવંત માફક
સાંસતીયો તોરણ;
વીગેરે— ૧૪

મારી જગ મગ જયોતું જાગીરે,
મારી ભારી ભ્રમણા ભાગીરે—જી—હો—જી.

મણી કંઠને ચાલ્યો ગોતવા ગુરૂજીએ ફેરો પતાવ્યો;
અજાણપણમાં દુર દેખાતો તે પાસે પરખાવ્યોરે—જી—હો

સ્વપ્ન દશામાં બની ભીખારી, ભુપ ઘરોઘર ભમતો;
જાગ્યો ત્યારે ગઇ આપદા નીજાનંદમાં રમતોરે—જી

દેવી દયાથી બધી ઉપાધી દીધી એમજ ત્યાગી.
તોરણ કહે છે તરશે સંતો ભક્તીના અનુરાગીરે—જી

ટાકરશંકર-અવલ— ૬૫

ખુબી કેવી ભરથાર(૨) મારી તમાચો ગાફી મારો તત્કાળ
વાવા શુકીયલ નાર(૨) જેવો તેવો પણ તારો ભરથાર
તીરછાં નયનનાં મારો ન બાણ;
વરસાવો અમૃતની ધાર સુજાણ,
અમૃત ઇચ્છો તો વાવી વિષમ ઝેર;
ઝેર ન હોય સાકરની લ્હેર.
અરે બાઇ બાડી કે છાસ દેજે જાડી,
બાઇ જેવી તારી વાણી તેવું છાશમાં નાખીશ પાણી
સાચું કીધું શાણી એક વાર દયા આણી.
પુરા પ્રેમને પીછાની રહો સંગ રંગ માણી,
વાહવા રસીક ખરા પ્રેમ પાળનાર— ખુબી.

વીજળી,-ઠાની— ૬૬

તલબ તુહીજી આહી મદાલન મીલ કુશાકે વાસ્તે,
મીલ કુશાકે વાસ્તે મુશ્કીલ કુશાકે વાસ્તે-તલબ.
હાં ક શોક દીલમેં તુજે હીતે દદે જાની મીલે- તુજહીતે
પાજી હે પાજી અયસા અંજર ખુશાકે વાસ્તે,
કાશીદાન મેં ખુદા જો ખબ ખણી વંજ મંજ હણુ,
અરજ મુજે આનીજી સાકી મફાજે વાસ્તે-તલબ.

# અંક બીજો.

રૂપાદે-જેસલ— ૧૭

પાપ ભારા તું બાંધમાં હુ દાશરે તારા પાપે પીંજાશે
તારી કાયા;
જાનકીજીને લઇને જાતાં રામ રૂઠયા હણાયો લંકા રાય
દ્રૌપદીને દુખ દેતાં કીચકના સો ભાઇ આગમાં હોમાયારે
રાણી રૂપાંદે રાણી બનાવું એને મુંઢ શું બકે જોઇ માયા
ગર્વ રહયો ના કોઇનો રહેશે પાપી સૌ પાપે હણાયારે

રાવલ-માલદે-રૂપાદે— ૧૮

કરમાં ધરી સમશેર વેર લઉં જુલ્મી જેસલનું,
ધરમાં શીયાળ શું જાય હાય વનસપતિના જે સુખનું
રણમાં રમત રમાડું, મારૂં દેખાડું શુરાતન
વિજયની માળા પહેરૂં વિબુધ થશે પ્રસન્ન;
વાહવા સ્વામી ધન ધન. કરમાં.

સાંસતીયે તોરલ, ગુરૂ, વગેરે— ૧૯

ઘડીયાળાં વાગે સુતા સદગુરૂ જાગેરે
રાતનાંરે માથે પળ ઘડીએ ઘડીઆરાં વાગે
ઝણુણુણુ બહુ જાતનાંરે ઘણુઘણુ ઘણુણાટતાંરે.
ચણુ ચકકરને કાંટા ચાવીથી ચાલતાંરે (૨)
સાધો સાધનારે આવે આધ નારે. મા

ચાવી તુટીને આશા કુંદો ચમકાવતારે,
તેરલના દેવ દેવી તુરત સુધારતારે (૨)
ભકિત ભાવનારે, મુકિત વાતનારે — માથે.

તોરલ— ૨૩

જેસલ ફરી ચે વિચાર, માથે જમ કેરો માર;
સ્વપ્ન જેવો છે સંસાર, તોરી રાણી કરે છે પોકાર
આવોને જેસલરાય પ્રેમ થકીરે, આપણુ મળીએરેજી,
પૂરા સંત હોય ત્યાં જઇ મળીએરેજી,.. ટેક.
આ ભવ આવીયો અવતાર, માથે સદગુરૂને ધાર,
જાવું પડશે ઘરબાર, એટલી ઉતારો ભવપાર, ....આવોને.
ચાંદો સુરજ વસે આકાશ, નવ લાખ તારા એની પાસ,
પવન પાણીનો પ્રકાશ, સૌ લોક કરે એની આશ. ....આવોને.
ગુરૂના ગુણનો નહિ પાર, ભકિત ખાંડાની છે ધાર.
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. ....આવોને.
મોતી એરણમાં ઓરાય, માથે ઘણ કેરા થાય;
ફુટે ફટકીમાં કહેવાય, સાચાની ખરે ખબરૂં થાય. ....આવોને.
નિત્ય ઉઠી નાવાને જાય, કોયલા ઉજળા ન થાય,
ગુણીકાનો બેટો બાપ કેને કેવા જાય,
આવડાને મેહે કણ નવ થાય. .... ....આવોને.
દેખા દેખી કરવાને જાય, એતો અધુરીયો કહેવાય;
હાથમાં દીવા લઇને કુવે પડવા જાય,
સતી જુગની વાણી તોરી રાણી ગાય. .... ....આવોને.

જેસલ–તોરલ ૨૧

જુરો જાયે જુવાની રાજાજી જુવાન,
ભવ તરવા કે દી ભજશો ભગવાન;
નથી રહેવાના કાયામાં કાયમ પ્રાણ,
પૂર્ણ થતાં ઉડી જાશે બીજે રહેઠાણ.
રમો જમો રાણી આણો, વૈભવ ને માન.
તમો ધર્મી સાથે મળશે તરવાને વહાણ.
નથી ગણવા વૈભવ ને વ્હાલા ગુણવાન,
શીવ સરખા ત્યાગી અરજે ભજના ભગવાન.

પ્રેમાનંદ-પ્રેમકુંવર— ૨૨

હું ભોળીને ભરમાવી, (૨)
પરણી ખોટી પ્રીત બતાવી (૨)
વ્હાલી કીધી વટલાવી.... .... ....હું.
તકદીર તારામાં લખીઓ સઇ.
નીરદય થામાં તું છોડી દઈ;
લટકાળી લાજ છે જાવા.... .... ....હું.
સુધારી લે બગડી બાજી,
ના ના પાજી જા મર લાજી,
દુઃખ હઉ દરબારે દોરાવી;
હું ભોળી (૨).... .... .... ....હું.

જેસલ-તોરલ— ૨૩

પાપ તારૂં પ્રકાશ જાડેજા ધરમ તારો સંભાળરે,
તારી બેડલીને બુડવા નહિ દઉં જાડેજારે;
એમ તોરલ કહે છેજી.
જતા મથેજા વાળ તોરી રાણી જતા મથેજા વાળરે,
એટલા ગુન્હા મેં કર્યા તોરલદેરે;
એમ જેસલ કહે છેજી.
લુંટી કુંવારી જાન તોરી રાણી લુંટી કુંવારી જાનરે,
સાત વીશું મોડબંધા મારીયા તોરલદે ;
એમ જેસલ કહે છેજી.
ગોંદરેથી વાળેલ ગાય તોરી રાણી ગોંદરેથી વાળેલ ગાયરે
વનના મેં મોર ઘણા મારીયા તોરલદેરે.
હરણ હર્યાં લખચાર તોરી રાણી હરણ હર્યાં લખચારરે
ડુંગરોમાં દવ મેલીયા તોરલદેરે,
એમ જેસલ કહે છેજી.
પુન્યે પાપ ઠેલાય ભક્તિ કર પુન્યે પાપ ઠેલાયરે,
અની બાળક ભજ બહુ તાપીને જાડેજારે— એમ.
શાન્ત થયું તોફાન વીરા જો શાંત થયું તોફાનરે,
આવો કાંઠે ઉતરો જાડેજારે;
એમ તોરલ કહે છેજી.

# અંક ત્રીજો.

ટોકરાશંકર-વીજળી— ૨૪

વહાલારે લીલા અજબ છે ઈશ્વરની જુઓ અલબેલા,
દીધાં મેળવી સરખે સરખાં
જ્યારેરે દીઠાં ગજબ મેં આનાં ચરીત્ર પહેલ વેલાં
લોભાવ્યો મને કરીને લટકાં.
શાના લટકા શાના ચટકા શું બોલો પ્યારા.
ઉત્તમ કેવી હું તમ જેવી વિચારો ધુતારા,
સાચો આતો સંગ છે,
રસીલીજી રંગ છે— વ્હાલા.

પુરંજય— ૨૫

તમે કોણ તરૂણવય બાળા આવ્યાં આ ભયકારી સ્થાન
જયાં જમજ મનો જાલીમ જેસલ લેતો બહુ જનનો જાન
સલુણી છબી નહિ હોય વિધિએ સરજી બીજી આપ સમાન
રમણી રક્ષા કરે માગું મુખથી ભાવ ધરી ભગવાન. તમે.

પુરંજય-હાની— ૨૬

મોહની લગાડી રાજ બાવરી બનાવી આજ,
નાજુકડી અગઢી.
બજાવી મધુરી વેણુની વીણા ભલી
વીંધી નાંખી વાલાજી પ્રેમે સુરતી કાજ. મોહની.

માગું છું પ્રેમથી રસીલા રહેમથી,
અધરામૃત પાઇ અમર કરએ લેરહેરો લાજ. મોહની.
પામીને મુરતી આપું ખજાના વળી,
મારી મગલી રાખે અમર મારલી... ... ...

જેસલ-તોરલ— ૨૭

જારે જાડેજા લુગડાં ધોવા લુગડાં ધોઇ વહેલો આવજે
હો ... ... ... ... ... ... વીરા.
નુગરામાંથી સુગરો થાતાં ધીરજ મનમાં ધરજે,
હો.... ... ... ... ... ... —ધીરા.
જોજે વીના જળ વીના પથ્થર વીર કાંઇ બધા દુર કાઢજે
તોરલ તારી વાણી ન્યારી સમજ્યુ ન તેનો સાર જે
હો.... .... .... .... .... .... ....બ્હેની.
બેહની આજે મુને બચાવ્યો તેમ ભવસાગરથી તારેજે (૨)
હો.... .... .... .... .... ....બ્હેની જારે.

પુરંજય-દાની— ૨૮

મારી કદર કરી ન તમે નાથજી,
વીના ઝવેરી ન પરખે-હીરો હાથજી;
જો ઝવેરી ચાહે લેવા કીંમત હલકી લાગે દેવા,
લટકના લાલા મેં કેવાં લક્ષણ જાણી લીધાં એવાં.
ચાતુર તારી ચતુરાઈ ન્યારી,
હાસી ધારી હરદમ પ્યારી;
મારા હીરાની કીંમત પુરી આપજો,
અલબેલી પ્રમત્તેી વ્હેલા આવજો—મારી.

તોરલ— ૨૯

બ્હેની પ્યારાં સારીક સાચવજે વ્હાલાં બાળ
બાળ મધુરાં, આ આશ્રમનાં,
સાચાં મોતી છે ભક્તનાં,
દેશોદય કરનાર—સાચવજે.

મીરદી— ૩૦

તોરલે જગ નર તારીયા,
સાસતીયો ને સધીર;
જેસલ જગનો ચોરટો,
પલમાં કીધો પીર.

સર્વ— ૩૧

જય જય જય જય તોરલ દેવી,
પીર બનાવ્યો પ્રેમે પાપી લુટારાને આપી બુદ્ધિ.
સ્નેહ દેવી એવી
સતીના સમાજમાં અગ્રણી આ જગતમાં,
ગુરૂ કૃપાથી ભાવે ભક્તિ કરીને
જ્ઞાન દાન દઈ દીનને દયા ધરીને
કર્યાં પવિત્ર પ્રાણી પીડા હરીને;
સુખદ ભાણ ઉદય થયો,
દાસ જનો પર કરી દયા શ્રી દેવી.

સમાપ્ત.